બાળગ્રંથાવળી :: પ્રથમ શ્રેણી :: ૭

# અભય કુમાર

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ

:: બાળગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

# અભય કુમાર

:૧:

વેણાતટ નામે ગામ હતું. ત્યાં હતો એક છોકરો. તેનું નામ અભય. તે બહુજ ચાલાક, બહુજ હોંશિયાર. શું ભણવામાં ! શું રમવામાં !

તે એક દિવસ રમવા ગયો. ત્યાં દાવ માટે લડાઈ થઇ. તેમાં એક જણ બોલ્યો: બેસ, બેસ નબાપા ! બહુ જોર શેનું કરે છે ? અભય કહે, વિચારીને બોલ. મારા પિતા એ રહ્યા. શું ભદ્રશેઠને નથી ઓળખતો ? પેલો કહે, એ તો તારી માનો પિતા છે. તારો પિતા ક્યાં છે ?

અભય ઘેર આવી પોતાની મા નંદાને પૂછવા લાગ્યો: બા ! મારા પિતાજી ક્યાં

છે ? નંદા કહે, બેટા ! તે દુકાને હશે. અભય કહે, એ તો તારા પિતા છે. પણ મારા પિતા ક્યાં ? આ સાંભળી નંદા ગળગળી બની ગઇ. આંખમાં આંસુ લાવી કહેવા લાગી:

સાંભળ ભાઈ ! એક આવ્યા'તા મુસાફર. અહા ! શું તેમનું રૂપ ! શું તેમના ગુણ ! શું તેમનો પ્રતાપ ! બધી રીતે તે લાયક. એટલે પિતાજીએ તેમની સાથે મારા લગ્ન કર્યાં. હજી લગ્નને થોડા દિવસ થયા હતા એવામાં પરદેશથી સાંઢણીઓ આવી તેમાંથી થોડા સ્વાર નીચે ઉતર્યા. તેમણે તારા પિતાને એકાંતમાં બોલાવ્યા. અને કાનમાં કાંઈક વાત કરી. એટલે તરત તે જવા તૈયાર થયા. તેમણે મને કહ્યું: મારા પિતા મરણ પથારીએ છે. તેમને મળવા હું જઉ છું. તું શરીર સાચવજે ને સારી રીતે રહેજે. એમ કહી તેમણે એક ચીઠ્ઠી આપી, અને આવેલા સ્વાર સાથે ચાલ્યા ગયા. તે ગયા તે ગયાજ. આજે કેટકેટલાં વરસનાં વ્હાણાં વાયાં પણ વ્હાલા અભય ! તેમનો કાંઇજ પત્તો નથી.

અભય કહે, બા ! મને તે ચીઠ્ઠી બતાવ. હું જોઉં તો ખરો કે એમાં શું લખેલું છે. અહો ! મારા પિતા તો રાજગૃહીના રાજા છે. બા ચિંતા કરીશ નહિ. નંદા કહે, શું ! તારા પિતા રાજગૃહીના રાજા છે ? અભય કહે, હા. આ ચીઠ્ઠીનો અર્થ એવોજ થાય છે. નંદા આ સાંભળી હરખાણી. સાથેજ આવા પતિના વિયોગે ખુબ દુઃખી થઇ.

અભયે નંદાને પહેલીજવાર આવી દુઃખી જોઈ હતી. એટલે તેને ખુબ લાગી આવ્યું. તે કહેવા લાગ્યોઃ બા ! તું જરાએ ચિંતા કરીશ નહિ. ચાલ અહિંથી આપણે રાજગૃહી જઇએ. ત્યાં જરૂર મારા પિતાનો મેળાપ થશે.

: ૨ :

રાજગૃહી મગધદેશની રાજધાની છે. તેની શોભા અપાર છે. શું તેના મહેલો ! શું તેના મંદિરો ! શું તેનાં બજારો ! શું તેના ચોક !

અભય અને નંદા રાજગૃહી તરફ આવ્યા. એક માણસને ઘેર ઉતારો કર્યો. પછી અભય ચાલ્યો શહેરની શોભા જોવા. ત્યાં એક ચોકમ

લોકાનું મોટું ટોળું જોયું. આ જોઈ અભયે વિચાર્યું: આ ટોળું કેમ થયું હશે ? નક્કી કાંઈક જોવા જેવું હશે માટે લાવ પૂછીને ખાતરી કરૂં.

તેણે ટોળામાં આવી એક ઘરડા ડોસાને પૂછ્યું: કેમ કાકા ! અહીં પતાસાં બતાસાં વ્હેંચાય છે કે શું ? તે ડોસો કહે, ભાઈ ! તને પતાસાં બહુ ભાવતાં લાગે છે ! પણ અહીં તો પતાસાંથી પણ કાંઈક વધારે વ્હેંચાય છે. અભયે પૂછ્યું: એવું શું છે ? પેલો ડોસો કહે, મહારાજા શ્રેણિકનું પ્રધાનપદ. જો, વાત એમ બની છે કે શ્રેણીકને ચારસોનવ્વાણું રાજચલાવનારા છે. પણ તેમાં કોઇ વડા પ્રધાનની જગા લે એવો નથી. એ જગાએ તો બુદ્ધિના ભંડાર જેવોજ માણસ જોઇએ. એટલે એવા માણસની શોધ કરવા ખાલી કુવામાં એક વીંટી નાંખી છે. અને જાહેર કર્યું છે કે જે માણસ કાંઠે ઉભો રહીને કુવામાંથી એ વીંટી કાઢશે તેને વડા પ્રધાનની જગા આપીશ.

આ સાંભળી અભય ટોળામાં પેઠો. અને માણસોને કહેવા લાગ્યોઃ અરે ભાઇઓ ! તમે બધા ચિંતામાં કેમ પડયા છો ? કુવામાંથી વીંટી લેવી એમાં શું મુશ્કેલ છે ? માણસો કહે, ભાઈ ! આ તમારી રમત ન હોય. આમાંતો ભલભલા બુદ્ધિશાળીની પણ બુદ્ધિ ચાલતી નથી. અભય કહે, ભાઈ ! મારે મન તો રમતજ છે. પણ મારા જેવો પરદેશી આ વીંટી લઇ શકે ખરો ? માણસો કહે, એમાં શું ? ગાય વાળે તે ગોવાળ.

અભય કુવા આગળ આવ્યો. લોકો અંદર અંદર વાતો કરવા લાગ્યાઃ આ છોકરો શું કરશે ? એટલામાં અભયે તાજું છાણ મંગાવી બરાબર વીંટી ઉપર નાંખ્યું. પછી એક ઘાસનો પૂળો મંગાવી તેને સળગાવ્યો અને બરાબર છાણ ઉપર ફેંક્યો. ઘાસના તાપથી છાણ સુકાઈ ગયું. અને વીંટી તેમાં ચોંટી ગઈ. પછી પાસેના એક પાણી ભરેલા કુવામાંથી નીક ખોદાવી. અને તે વાટે ખાલી કુવામાં પાણી ભરવા માંડયું. પાણી કાંઠે આવતાં છાણું પણ

કાંઠે આવ્યું. અભયે તેને લઈ લીધું. અને વીંટી અંદરથી કાઢી લીધી. બધા બોલી ઉઠયાઃ ધન્ય છે આ છોકરાની બુદ્ધિને !

ત્યાં રહેલા સિપાઈઓએ આ વાત રાજાને જણાવી. એટલે રાજાએ અભયને બોલાવ્યો. અને પૂછ્યુંઃ ભાઈ કયું તમારૂં ગામ ? શું તમારૂં નામ ?

અભય—વેણાતટ મારૂં ગામ. અભય મારૂં નામ.

રાજા શ્રેણિક—ત્યાં ભદ્રશેઠને ઓળખો છો ?

અભય—હા મહારાજ ! બહુ સારી રીતે.

શ્રેણિક—તેમની નંદા નામે પુત્રી ગર્ભવતી હતી. તેને શું અવતર્યું ?

અભય—મહારાજ ! તેને પુત્ર અવતર્યો.

શ્રેણિક—તેનું નામ શું પાડયું છે ?

અભય—સાંભળો મહારાજ ! તમે લડાઈમાં જંગ મચાવતા હો તે વખતે શત્રુ તમારાથી બ્હી જાય. પછી મોઢામાં તરણું લે અને આવે તમારી આગળ. તે વખતે તે શું માગે ?

શ્રેણિક—અભય.

અભય—મહારાજ ! ત્યારે એનું નામ પણ એજ. એને અને મારે બહુ મિત્રાચારી છે. કોઈ મિત્રોનાં મન એકજ હોય પણ શરીર જુદાં હોય. પરંતુ મારાં ને તેનાં તો મન પણ એક છે ને શરીર પણ એક છે.

શ્રેણિક—ત્યારે તું પોતેજ એ અભય !

અભય—હા. પિતાશ્રી ! આપનું ધારવું બરાબર છે.

શ્રેણિક—ત્યારે નંદા ક્યાં છે ? અને તેને કેમ છે ?

અભય—પિતાશ્રી ! તે નગર બહાર માલણને ત્યાં છે. આપના વિજોગે એ ખુબ દુઃખી છે.

આ સાંભળી રાજા શ્રેણિક ખુબ હરખાયા. ગાજતે વાજતે નંદાને ગામમાં લાવ્યા. પછી તેને બનાવી પટરાણી, અને અભયને બનાવ્યો વડો પ્રધાન.

: ૩ :

જ્યાં અભય જેવા બુદ્ધિશાળી પ્રધાન થાય ત્યાં શેનું દુઃખ રહે ? રાજા શ્રેણિકને

કાંઈ પણ મુશ્કેલી આવે કે અભય તૈયારજ હોય. પોતાની બુદ્ધિથી જરૂર તે મુશ્કેલી દૂર કરે.

એક વખત શ્રેણિક ચિંતામાં બેઠા છે. ત્યાં આવ્યા અભયકુમાર. તેમણે પૂછયું: પિતાજી! ચિંતામાં કેમ બેઠા છો ? શ્રેણિક કહે, વૈશાલિના ચેડા રાજાએ મારૂં અપમાન કર્યું. તેને બે સુંદર કન્યાઓ છે. તેમાંથી એક કન્યાનું મેં માગું કર્યું. એટલે તે બોલ્યા: તમારૂં કૂળ મારાથી હલકું છે. માટે મારી કુંવરી નહિ મળે." અભય કહે, ઓહો ! એમાં શું મોટી વાત ! છ માસની અંદર એ બે કુંવરી આપને પરણાવીશ. પિતાજી ! ચિંતા કરશો નહિ.

અભયે ઘેર આવી સારા સારા ચિતારાઓને બોલાવ્યા. અને તેમને કહ્યું: મહારાજા શ્રેણિકની એક સુંદર છબી તૈયાર કરો. તમારી બધી કળા વાપરજો. તેમાં જરાએ કચાશ રાખશો નહિ. ચિતારાઓએ રાતદિવસ મહેનત કરીને સુંદર છબી તૈયાર કરી. અભયે તેમને ખુબ ધન આપી રાજી કર્યા.

: ૪ :

પછી એ છબી લઈ વૈશાલિ ચાલ્યો. ત્યાં ધનશેઠ નામે વેપારી બન્યો. અને રાજમહેલ પાસે દુકાન નાંખી. તેની દુકાને ભાતભાતનાં અત્તરફુલેલ વેચાય. ભાતભાતની બીજી વસ્તુઓ પણ વેચાય. શું ધનશેઠની મીઠી વાણી! ઘરાક માલ લેવા આવે તે ખુશ ખુશ બની જાય. વળી ભાવ સસ્તો અને માલ સારો એટલે દુકાન થોડા વખતમાં જામી ગઈ. અંતઃપુરની દાસીઓ પણ તેની ઘરાક બની.

જ્યારે દાસીઓ વસ્તુ ખરીદવા આવે ત્યારે ધન શેઠ પેલી છબીની પૂજા કરે. એક વખત એક દાસીએ પૂછ્યું: ધનશેઠ ! કોની પૂજા કરો છો ? ધનશેઠ કહે, અમારા દેવની. દાસી કહે, શું એમનું નામ ? ધનશેઠ કહે, શ્રેણિક. દાસી કહે, બધા દેવના નામ મેં સાંભળ્યાં છે. પણ એમાં કોઈ શ્રેણિક નામના દેવ નથી. આ દેવ તો કોઈ નવા જેવા લાગે છે ?

ધનશેઠ કહે, હા તમારા અંતઃપુરની સ્ત્રીઓ માટે મગધ દેશના મહારાજા શ્રેણિક નવાજ દેવ છે.

દાસી કહે, શું મહારાજ શ્રેણિક આટલા રૂપવાન છે ? આવું રૂપ તો કોઇ દિવસે મેં જોયું નથી. એમ કહી તે ચાલી ગઇ.

તે દાસીએ આવી ચેટક રાજાની પુત્રી સુજ્યેષ્ઠાને વાત કરી. સુજ્યેષ્ઠાને એ છબી જોવાનું મન થયું. એણે છબી મંગાવીને જોઈ અને શ્રેણિકપર તે મોહિત થઈ. તેણે ધનશેઠને કહેવડાવ્યું: કોઈ પણ ઉપાયે મારા લગ્ન શ્રેણિક સાથે થાય તેવા ઉપાય કરો.

અભયકુમારે શહેર બહારથી અંતઃપુર સુધી એક ભોંયરૂં ખોદાવ્યું. અને ત્યાં એક રથ તૈયાર રાખ્યો. રાજા શ્રેણિક ત્યાં આવ્યા. અને રથમાં બેઠેલી ચેટક રાજાની પુત્રીને લઇ ગયા. જેનું નામ ચેલ્લણા. સુજ્યેષ્ઠાને બદલે ચેલ્લણા કેમ આવી તેની હકીકત 'રાણી ચેલ્લણા' ની વાતમાં આપી છે.

:૫:

એક વખત શ્રેણિકના બાગમાં ચોરી થઈ. કોઇ સારામાં સારી કેરીઓ તોડી ગયું. રાજા કહે, અભય ! આનો ચોર જલ્દી પકડી લાવ. અભય કહે, જેવી આજ્ઞા.

અભય વેશ બદલીને ફરવા મંડયો. એક વખતં ફરતાં ફરતાં તે લોકોની મિજલસ આગળ આવ્યો. ત્યાં બધાએ આગ્રહ કર્યો કે ભાઈ એક વાત માંડો. એટલે અભયે એક વાત માંડી. એક કન્યા હતી. તેણે એક માળીને વચન આપ્યુંઃ ગમે ત્યાં પરણીશ પણ પહેલી રાતે તને મળીશ. થોડા વખત પછી તે કન્યા પરણી. એટલે માળીને મળવા જવા પતિની રજા માંગી. પતિએ પોતાની સ્રીનું બોલ્યું પળાય તે માટે રજા આપી. એટલે સ્રી ચાલી માળીને મળવા. રસ્તામાં મળ્યા ચોર. આવ્યા લૂંટવા. એટલે તે સ્રી બોલીઃ ભાઈ ! લૂંટવી હોયતો મને લૂંટજો પણ મારૂં એક વચન પાળવા દો. પરણીને પહેલી રાતે માળીને મળવાનું વચન છે. ચોર કહે, આવું

આકરૂં વચન પાળનારી જુઠું ન બોલે. જવાદો એને. વળતી વખતે એને લૂંટીશું.

તે સ્ત્રી આગળ ચાલી. ત્યાં મળ્યો એક રાક્ષસ. તે કહે, તને ખાઉં. સ્ત્રી કહે, ખાવી હોયતો મને ખાજો. પણ મારૂં વચન પાળવા દો. જરૂર વળતી વખતે અહિં આવીશ. રાક્ષસ કહે, ભલે ત્યારે. વળતી વખતે જરૂર આવજે. પછી ગઈ માળી પાસે. માળી કહે, ધન્ય રે ધન્ય! આવી વચન પાળનારી તો તને એકનેજ જોઇ. જા તારૂં વચન પળ્યું. એટલે તે પાછી ફરી. રાક્ષસ કહે, વાહ! આતો ભારે સત્યવાદી. સત્યવાદીને કોણ ખાય ? તે બોલ્યોઃ બહેન! તને જીવતદાન છે. પછી મળ્યા ચોર. ચોર કહે આતો ખરેખરી સાચા બોલી. સાચા બોલીને કોણ લૂંટે ? તેમણે કહ્યુંઃ જા બહેન જા અમારે તને નથી લૂંટવી. તે સ્ત્રી ઘેર આવી.

હવે સ્ત્રીનો ધણી, ચોર, રાક્ષસ અને માળી એ ચારમાં કોણ ચડે ? કોઈ કહે, માળી કે રાતે જુવાન બાઇ પાસે આવી તેને બહેન

સમાન ગણી. કોઇ કહે. એનો ધણી કે વચન પાળવા આવી જાતની રજા આપી. કોઈ કહે, રાક્ષસ કે જુવાન બાઇને જીવતી મૂકી. ત્યારે એક જણ કહે, ચોર કે આવાં ઘરેણાંગાંઠાં લૂંટવાના મળ્યાં પણ છોડી દીધાં.

અભય કહે, જરૂર આજ કેરીનો ચોર. તેને તરતજ પકડયો. તે પણ માની ગયો કે હુંજ કેરીનો ચોર છું.

:૬:

એક વખત રાજગૃહી પર મોટી ચડાઈ થઈ. ઉજ્જેણીના રાજા ચંડપ્રદ્યોતની. અભયકુમારે વિચાર્યુંઃ આની સાથે લડાઇ કરવામાં સાર નથી. બંને બાજુનાં લાખો માણસો મરશે. છતાં કોણ જીતશે તે કહેવાય નહિ. માટે એક યુક્તિજ કરવા દે. તેણે સોનામહોરોના ઘડા ભર્યા. અને રાત્રે છાનામાના શત્રુની છાવણીમાં દટાવ્યા. બીજા દિવસે ચંડપ્રદ્યોતને એક કાગળ લખ્યોઃ વડીલ માસાને માલમ થાયજે આપનું હેત ઘડી પણ વિસરતું નથી. હાલમાં આપના પર એક મોટી આપ્રત આવી છે. તેથી આ પત્ર

લખ્યો છે. મારા પિતાએ ખુબ પૈસા આપ્યા છે એટલે તમારૂં લશ્કર ફુટી ગયું છે. તમે તપાસ કરશો એટલે બધું જણાશે.

ચંડપ્રદ્યોતે છાવણીમાં તપાસ કરી. ત્યાંથી સોના મહોરોના ઘડા મળ્યા. એટલે તે સમજયો કે વાત ખરી છે. તરતજ લશ્કરને પાછા ફરવાનો હુકમ આપ્યો.

:૭:

ચંડપ્રદ્યોતને થોડા વખત પછી ખબર પડી કે અભયકુમારે મને છેતર્યો. એટલે તેને ખુબ ગુસ્સો થયો. તેણે પોતાની સભાને પૂછયું: છે કોઇ તૈયાર જે અભયકુમારને જીવતો પકડી લાવે ? ત્યારે એક વેશ્યા બોલી: હા મહારાજ ! હું તૈયાર છું. અભયકુમારને જીવતો પકડીને આપની પાસે હાજર કરીશ.

તેણે બે દાસીઓ સાથે લીધી. આવી રાજગૃહી. ત્યાં બની એક શ્રાવિકા. ઓહો ! શું ધર્મિષ્ઠ દેખાય ! ખુબ ઠાઠથી પ્રભુની પૂજા કરે. વ્રત ઉપવાસ કરે. આખો દિવસ ધર્મની ચર્ચા કરે.

એક વખત અભયકુમાર દેહેરે પૂજા કરવા આવ્યા. ત્યાં આ શ્રાવિકાની ભક્તિ જોઇ. એટલે તે બહુ રાજી થયા. તેમણે પૂછયું: બહેન ! તમે કોણ છો ? અને ક્યાંથી આવો છો ? તે વેશ્યા બોલી: ભાઇ ! ઉજ્જેણી મારૂં ગામ. ભદ્રા મારૂં નામ. પતિ મરણ પામ્યા. દિકરા પણ બે મરણ પામ્યા. એટલે દિકરાની બંને વહુને લઈ જાત્રા કરવા નીકળી છું. કર્યાં કર્મ ભોગવ્યા વિના કાંઇ છુટકો છે ? અભય કહે, બહેન ! જમવાનું આજે મારે ત્યાં રાખજો. ભદ્રા કહે, આજે તો અમારે ઉપવાસ છે. અભય કહે, તો પારણું મારે ત્યાં કરજો. ભદ્રાએ તે કબુલ કર્યું. બીજા દિવસે તેણે અભયને નોંતરૂં દીધું. અભયે પણ તે સ્વીકાર્યું

અભયકુમાર બીજા દિવસે જમવા ગયા. ત્યાં ખુબ પ્રેમથી શ્રાવિકાએ જમાડયા. પણ જમણમાં નાખેલી ઘેનની દવા એટલે અભયકુમારને ઘેન ચડયું. તે વખતે પેલી ધુતારીએ તેને દોરડાથી બાંધી લીધો અને નાંખ્યો રથમાં.

થોડા વખત પછી અભયકુમારનું ઘેન ઉતરી ગયું. તે જુએ તો પોતે કેદીની હાલતમાં. તે તરતજ સમજી ગયો કે ધર્મનો દેખાવ કરી આ ધુતારીએ મને છેતર્યો છે.

પેલી વેશ્યાએ ઉજ્જૅણી આવી અભય કુમારને ચંડપ્રદ્યોત આગળ હાજર કર્યો. ચંડપ્રદ્યોતે તેને કેદમાં પૂર્યો.

:૮:

પ્રદ્યોત રાજાને અનલગિરિ નામનો સુંદર હાથી હતો. તે એક વખત ગાંડો થયો. પ્રદ્યોત રાજાએ ઘણા ઘણા ઉપાય કર્યા પણ હાથી વશ થાય નહિ. હવે કરવું શું ? વિચાર કરતાં પ્રદ્યોતને અભયકુમાર યાદ આવ્યો. એટલે તેને બોલાવીને પૂછ્યું: અભયકુમાર ! અનલગિરિ-ને વશ કરવાનો કોઈ ઉપાય બતાવો. અભય કહે, ઉદયન નામનો એક રાજા આપને ત્યાં કેદી છે. તેની ગાયનવિદ્યા અજબ છે. તેની પાસે ગાયન કરાવો તો હાથી વશ થઇ જશે. રાજાએ તેમ કર્યું એટલે હાથી વશ થયો. આથી પ્રદ્યોત ખુબ રાજી થયો તેણે કહ્યું:

અભયકુમાર ! માગો, માગો, ! છુટા થવા સિવાયનું કોઇ પણ વચન માગો. અભય કહે, એ વચન હમણાં આપની પાસેજ રાખું છું. વખત આવ્યે માગીશ.

અભયે બીજા પણ ત્રણ કામ કર્યાં. બધી વખતે પ્રદ્યોતે વચન આપ્યાં.

કુલ ચાર વચન થયાં એટલે અભયે કહ્યું: મહારાજા ! હવે વચન પાછા માગું છું. પ્રદ્યોત કહે, ખુશીથી માગો. પણ છુટા થવા સિવાયનું વચન માંગજો. અભય કહે, ભલે તે પ્રમાણે માગીશ.

તેણે કહ્યું: આપ અને આપની શિવાદેવી રાણી અનલગિરિ હાથી ઉપર બેસો. આપની બંનેની વચ્ચે બેસું હું. પછી આપનો રત્ન ગણાતો અગ્નિભીરૂ રથ મંગાવો. અને તેની રચાવો ચિતા. તેમાં આપણે બધા સાથે બળી મરીએ. બસ આટલુંજ હું માગું છું. માગવામાં કાંઈ બાકી રાખી !

પ્રદ્યોત આ સાંભળી વિચારમાં પડી ગયો. છેવટે તેણે કહ્યું: અભયકુમાર ! તમે આજથી

છુટા. અભય છુટો થયો. પણ અહીંથી જતાં જતાં તેણે પ્રતિજ્ઞા કરીઃ પ્રદ્યોતને ધોળા દિવસે ઉજ્જેણીમાંથી ઉપાડી લાવું તોજ હું અભય ખરો.

:૯:

અભય પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવા એક વેપારી બન્યો. સાથે બે રૂપાળી સ્ત્રીઓ લીધી. અને આવ્યો ઉજ્જેણી. ત્યાં ધોરી રસ્તા ઉપર ઘર લીધું.

પેલી સ્ત્રીઓ ઠાઠમાઠથી હરે ફરે ને લોકોના મનનું હરણ કરે. એક વખત પ્રદ્યોતે આ સ્ત્રીઓને જોઈ. એટલે તેણે પોતાની દાસી સાથે કહેવડાવ્યું કે રાજા ચંડપ્રદ્યોત તમને મળવા ઇચ્છે છે. તે ક્યારે આવે? પેલી બાઇઓએ કહ્યુંઃ અરે ભાઈ! આવી વાત શું કરોછો? તમારા મોઢામાં આવી વાત શોભે? દાસી તે દિવસે પાછી ગઈ.

બીજે દિવસ થયો એટલે પાછી આવી. ત્રીજા દિવસે પણ આવી. ત્યારે આ સ્ત્રીઓએ કહ્યુંઃ બહેન! અમારી સાથે અમારો એક ભાઈ

છે. તે આજથી સાતમે દિવસ બહારગામ જવાનો છે. તે વખતે મહારાજ ભલે પધારે. પ્રદ્યોત સાતમા દિવસની રાહ જોવા લાગ્યો.

અહીં અભયકુમારે એક માણસને બનાવ્યો ગાંડો. તેને ખાટલામાં બાંધીને હમેશાં વૈદને ત્યાં લઈ જાય. તે વખતે પેલો પાડે બૂમઃ હું પ્રદ્યોત છું. મને આ લઇ જાય છે. કોઈ છોડાવોરે ! લોકો આ વાત સાંભળી હસે.

સાતમે દિવસે પ્રદ્યોત અભયકુમારને ઘેર આવ્યો એટલે તેને પકડીને ખાટલા સાથે બાંધી દીધો. પછી ખાટલો ઉપડાવી અભયકુમાર બહાર નિકળ્યો. પ્રદ્યોત બૂમ પાડવા લાગ્યોઃ હું પ્રદ્યોત છું. મને આ લઇ જાય છે. કોઇ છોડાવોરે ! લોકો આ સાંભળી હસવા લાગ્યા. તેઓ સમજતા હતા કે આ બિચારો ગાંડો છે. એટલે બૂમ પાડયા કરે છે !

અભય પ્રદ્યોતને રાજગૃહી લાવ્યો. પ્રદ્યોતને જોતાંજ શ્રેણિક ખુબ ગુસ્સે થયા. અને મારવા દોડયા. પણ અભયે કહ્યુંઃ પિતાજી તે આપણા મહેમાન છે. તેમના ઉપર જરાએ ગુસ્સે ન થશો.

મારી પ્રતિજ્ઞા પાળવાજ તેમને અહીં લાવ્યો છું. હવે તેમને માન મરતબાથી વિદાય આપો. અભય કુમારનાં આવાં વચન સાંભળી શ્રેણિક શાંત થયા અને પ્રદ્યોતને માન મરતબાથી વિદાય આપી.

એક હતો કઠિયારો. તે ખુબ ગરીબ. એક વખત તેણે મુનિનો ઉપદેશ સાંભળ્યો. એટલે તેને વૈરાગ્ય થયો અને દીક્ષા લીધી. તે પોતાના ગુરૂ સાથે રાજગૃહી આવ્યો.

ત્યાં કેટલાક લોકો તેની પહેલાની હાલત જાણતા હતા. એટલે મશ્કરી કરવા લાગ્યા કે ભાઇનું ક્યાંઇ ઠેકાણું ન પડ્યું એટલે સાધુ થયા. બીજી રીતે પણ તિરસ્કાર કરવા લાગ્યા. એટલે તેમણે વિચાર કર્યો કે અપમાન થાય ત્યાં રહેવું નહિ.

આ વિચાર ગુરુને જણાવ્યો. ગુરુએ કહ્યું મહાનુભાવ ! તારો વિચાર સાચો છે. આપણે કાલે વિહાર કરીશું.

અભય પ્રભુ મહાવીરનો પરમ ભગત હતો. પોતે રાજકાજમાં કુશળ હતો તેવોજ ધર્મધ્યાનમાં પણ કુશળ હતો. સદા જીનેશ્વરની પૂજા કરતો. સાધુ મુનિરાજને વંદન કરતો. તેને આ વાતની

ખબર પડી એટલે ગુરુ આગળ આવ્યો. અને વિનંતિ કરીઃ એકજ દિવસ કૃપા કરીને રહી જાઓ. પછી સુખેથી વિહાર કરજો.

બીજા દિવસે રાજભંડારમાંથી ત્રણ મોંઘા રત્ન લીધાં. અને આવ્યો ચોકમાં. ત્યાં જાહેર કર્યું કે લોકોને આ ત્રણ મોંઘા રત્ન આપવાના છે. એટલે લોકોનાં ટોળે ટોળાં એકઠાં થયાં. અને પૂછવા લાગ્યાઃ હે મંત્રીશ્વર ! આ રત્નો કોને આપવાના છે? અભય કહે, જે ત્રણ વાનાં છોડે તેને. એક ઠંડું પાણી, બીજું દેવતા ને ત્રીજું સ્ત્રી.

માણસો કહે, એ તો ખુબ મુશ્કેલ છે. હંમેશાં ગરમ પાણી પીવું, કોઇ પણ જાતનો દેવતા પોતાના માટે સળગાવવો નહિ અને સ્ત્રીની સાથેનો સંબંધ છોડી દેવો એ તો અમારાથી ન બને.

અભય કહે, ત્યારે આ રત્નો કઠિયારા મુનિના થાઓ. જેણે આ ત્રણ વાનાં છોડયાં છે.

લોકો સમજ્યા કે તે મુનિ ખરેખરા ત્યાગી છે. આપણે નાહક તેમની મશ્કરી કરી ચીડવ્યા. પછી અભયે શિખામણ દીધીઃ હવે કોઇએ એ મુનિની મશ્કરી કે તિરસ્કાર કરવાં નહિ.

એક વખત શ્રેણિક રાજાએ પૂછ્યુંઃ મોંઘામાં મોંઘી વસ્તુ કઈ ? કોઈએ કહ્યુંઃ હીરા. કોઇએ કહ્યુંઃ માણેક ત્યારે અભય કુમાર કહે માંસ. બધા કહે, ખોટી વાત. તે તો સસ્તામાં સસ્તુ છે. અભયકુમાર કહે, ઠીક વખત આવ્યે બતાવીશું.

થોડા દિવસ થયા એટલે તે એક શેઠને ત્યાં ગયા. અને કહ્યુંઃ રાજા શ્રેણિક માંદા પડયા છે. વૈદ કહે છે કે કોઈ રીતે બચે તેમ નથી. પણ સવા તોલો માણસના કાળજાનું માંસ મળે તો રાજા બચે. માટે તે લેવા આવ્યો છું. પેલા શેઠ કહે: બાપુ ! પાંચ હજાર રૂપિઆ લો પણ મને છોડો. બીજે ઠેકાણેથી મેળવી લેજો. એમ અભયકુમાર બધા અમીર ઉમરાવને ત્યાં ફર્યા.

પણ કોઇએ માંસ આપ્યું નહિ. સહુ પૈસા આપી છુટી ગયા. અભયકુમારને ધનના ઢગલા મળ્યા. બીજે દિવસે અભયકુમાર તે લઈને સભામાં આવ્યા અને કહ્યું: મહારાજ ! આટલા ધનના ઢગલે પણ સવા તોલો માંસ મળતું નથી. બધા શરમાઈ ગયા. અભયે કહ્યું: માંસ સસ્તુ છે. પણ બીજાનું. પોતાનું માંસ તો મોંઘામાં મોંઘું છે.

અભયકુમારની બુદ્ધિના આવા આવા અનેક દાખલાઓ છે. તેથી લોકો આજે પણ એવી ઈચ્છા કરે છે કે અભયકુમારની બુદ્ધિ હજો.

: ૧૧ :

શ્રેણિકે અભયને રાજ્ય માટે લાયક જોઇ આગ્રહ કર્યો કે હે પુત્ર ! તું આ રાજ્ય ભોગવ. પ્રભુ મહાવીર આગળ મારે દીક્ષા લેવાની મરજી છે. પણ અભયે કહ્યું: પિતાજી ! મારે રાજ્ય નથી જોઇતું. હું હવે મારા આત્માનું કલ્યાણ કરવા ઇચ્છું છું. પ્રભુ મહાવીર આગળ મને પણ દીક્ષા લેવાનું ભારે મન છે. અને તે માટે આપ રજા આપો.

શ્રેણિકે રાજ્ય લેવા ખુબ આગ્રહ કર્યો પણ અભયકુમાર પોતાના વિચારમાં મક્કમ રહ્યા એટલે શ્રેણિકે રાજી થઇ રજા આપી.

બુદ્ધિના ભંડાર અભયકુમાર સાધુ બની પવિત્ર જીવન ગાળવા લાગ્યા. સંયમ અને તપથી પોતાની શુદ્ધિ કરવા લાગ્યા. કેટલોક સમય આવું જીવન ગાળી તેમણે પોતાનું આયુષ્ય પૂરું કર્યું.

સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસમાં પટેલ મૂળચંદભાઈ ત્રિકમલાલે પ્રકાશક માટે છાપ્યું પાનકોર નાકા—અમદાવાદ.

# :: બાળ ગ્રંથાવળી ::

## પ્રથમ શ્રેણી

૧ શ્રી ઋષભદેવ
૨ નેમ-રાજુલ
૩ શ્રી પાર્શ્વનાથ
૪ પ્રભુ મહાવીર
૫ વીર ધન્નો
૬ મહાત્મા દઢપ્રહારી
૭ અભયકુમાર
૮ રાણી ચેલણા
૯ ચંદનબાળા
૧૦ ઇલાચીકુમાર
૧૧ જંબુસ્વામી
૧૨ અમરકુમાર
૧૩ શ્રીપાળ
૧૪ મહારાજા કુમારપાળ
૧૫ પેથડકુમાર
૧૬ વિમળશાહ
૧૭ વસ્તુપાળ–તેજપાળ
૧૮ ખેમો દેદરાણી
૧૯ જગડુશાહ
૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ

## બીજી શ્રેણી

૧ અર્જુનમાળી
૨ ચક્રવર્તી સનત્કુમાર
૩ ગણધર શ્રી ગૌતમસ્વામી
૪ ભરતબાહુબલિ
૫ આર્દ્રકુમાર
૬ મહારાજા શ્રેણિક
૭ વીર ભામાશાહ
૮ મહામંત્રી ઉદાયન
૯ મહાસતી અંજના
૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર
૧૧ મયણરેહા
૧૨ ચંદન મલયાગિરિ
૧૩ કાન કઠિયારો
૧૪ મુનિશ્રી હરિકેશ
૧૫ કપિલ મુનિ
૧૬ સેવામૂર્તિ નંદિષેણ
૧૭ શ્રી સ્થૂલિભદ્ર
૧૮ મહારાજા સંપ્રતિ
૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો
૨૦ સ્વાધ્યાય

## ત્રીજી શ્રેણી

૧ શ્રી ભદ્રબાહુ સ્વામી
૨ શ્રી હેમચંદ્રાચાર્ય
૩ શ્રી હરિભદ્રસૂરિ
૪ શ્રી સિદ્ધસેન દિવાકર
૫ શ્રી બપ્પભટ્ટ સૂરિ
૬ શ્રી હીરવિજય સૂરિ
૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી
૮ મહા સતી સીતા
૯ દ્રૌપદી
૧૦ નળ દમયંતી
૧૧ મૃગાવતી
૧૨ સતી નંદયંતી
૧૩ ધન્ય અહિંસા
૧૪ સત્યનો જય
૧૫ અસ્તેયનો મહિમા
૧૬ સાચો શણગાર-શીલ
૧૭ સુખની ચાવી યાને સંતોષ
૧૮ જૈન તીર્થોનો પરિચય ભા. ૧ લો.
૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો.
૨૦ જૈન સાહિત્યની ડાયરી

દરેક સેટની કિમ્મત રૂ. દોઢ તથા વી. પી. પોસ્ટેજ ૭ આના.

બીજાં પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો—

**ચિત્રકાર ધીરજલાલ ટોકરશી શાહ**

રાયપુર હવેલીની પોળ : **અમદાવાદ.**